# શૂરવીર સુરા રાઠોડના નાટકનાં ગાયનો.

સર્વે શોખીલા સદગ્રહસ્થોને માટે.

બનાવનાર.
પા. ત્રીભોવન વિ. ત્રીકમભાઈ.
તથા
ચુનીલાલ નાનાભાઈ માસ્તર.
ભીમપુરા તા. આમોદ જી. ભરૂચ.

પ્રત ૧૦૦૦ આવૃત્તી ૧ લી.

અમદાવાદ "આર્યોદય" પ્રેસ.

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪

કીમત રૂ ૦—૨—૦

## મુખ્ય પાત્રજન.

૧ સુરો રાઠોડ—સંખેડા બહાદરપુરનો રજપુત, પાટણ આવી રહેલો.

૨ માસ્તર—નિશાળ ભણાવનાર.

૩ કરણઘેલો—પાટણનો રાજા.

૪ કમળાદેવી—કરણની રાણી.

૫ રતનદે—તેની પુતળીના સુરાની વહુ.

૬ કેશવ, માધવ—તેના પ્રધાન.

૭ પદ્મણી—પ્રધાનની સ્ત્રી.

૮ અલાઉદ્દીન—દિલ્લીનો બાદશાહ.

૯ નસરતખાં—તેનો વજીર.

૧૦ અલીફખાં—તેનો સેનાપતિ.

૧૧ ઠાકરડા—મહીકાંઠાના કોળીલોકો.

૧૨ વધાવો—સુરાનો ભાણેજ.

૧૩ વીમળા—તેની સ્ત્રી.

૧૪ બારોટ—કરણઘેલાનો.

૧૫ પ્રતીહાર, દાશીઓ, સિપાઇઓ, નિશાળીઆ, બ્રાહ્મણ, વારાંગનાઓ, મજુર, ધોબી, લશ્કર વિગેરે પાત્ર આવે છે.

લી. શેવક.

કર્ત્તા.

ચુ. ના. શાહ.

ટી: ટી. પી.

૫૯૪૩

# શૂરવીર સુરા રાઠોડના નાટકનાં

# ગાયનો.

પાત્રજન. ૧

રાગ કલ્યાણ સ્તુતિ.

અહો ઇશ્વરરી આપ સનમતી, ધરે મન આશ સુર આકૃતિ
સુર પુરને ટેક વળી પ્રીતી નીતી ને ન્યાય;
તેહ સઘળી બુધ તુજ બાળોમાં પ્રગટાય. અહો૦ ૧
ધીર વીર સુખી સદા રૈયત ને રાય;
સુકિત કળા પાછાં હતાં તેવાંને તેવાં થાય. અહો૦ ૨
કરતા દેછે સુબોધ હીતનો દેશ વિદેશ;
પ્રાચીન હિંદુસ્તાન ખેલો ભજવે વેશ. અહો૦ ૩
ઇશ્વરી કરજે કરૂણા મુને તારો એક આધાર;
સુરાતણું નાટક રચવું, આપ બુદ્ધિ સાર. અહો૦ ૪
ગુણના ગ્રાહક મિત્રને વીનવે નિતી પૂર;
મનમાં ધરી માફ કરો, દોષ સઘળા દૂર. અહો૦ ૫

૨

રાગ બરવાંનો જીલ્લો.

સુરાતણો ખેલ ચાલો આજ ભજાવીએ. ટેક.

સુરાના ગુણુ સુરસિંધ દરસાવીએ,
આપી સારો એક બોધ ફરજ બજાવીએ. સુ.
સુર જુવો સુરાતણા, કાયર થઇ નવ બેશીએ;
જીવ્યો અફળ એહ, જન્મ ન ગુમાવીએ. સુરા.

સુરો કહેછે— ૩.

ભાઢ આ ડોલર ગુલાબ એ રાહ

મોહ પામ્યો હું પ્યારી સુશોભિત નાર;
જાણે અવતરી ઉરવસીનો અવતાર. મોહ૦
મૃગલોચની ચાલે ચપળ હંસગતિ;
બોલે કટાક્ષ ભરી રાખી ને મંદમતી. મોહ૦
તુજને જોઇ હુવો દીવાનો પ્યારી;
તારી અદામે લખા હુવા હે નારી. મોહ૦

કરણઘેલો કહેછે— ૪

ગજલ૦ છંદ૦.

જાતું દાસી વેગે કરી મેહેતાજી તેડી લાવ,
પુત્રી મારીની પાટીમાં કોણે લખ્યો ધાવ;
મારી નાંખુ તેહને કોણે છેડી મુજ બાળ,
નિશ્ચે હવે જાણી લેજે ખુટયો એનો કાળ;
કમળા—શું છે સ્વમીનાથ કોપ ધરો શા માટે અતિ,
કહો મુજને સાચી વાત પ્યારા પ્રાણપતિ.

ડાહ્યી કહેછે— ૫

ગજલ ઇંદ્રસભાની.

જાવુ છું મહારાજ આગ્યાને શીર ચડાવું;
ઝટપટ જાય મહેતાજીને તેડી લાવું.

૬

સદર રહો પાસ એ રાહ.

નહિ જાવ દૂર પીયુ નહિ જાવ દૂર;
મારા નેણુંવીલાસી નહિ જાવ દૂર.
તમારી સંગે આવું રહું રે હજુર;
કહો તે કરૂં પણ નવ જાવ પીયા દુર. નહિ.
નગરમાં જાવો પીયુ મુકી આ અવાસ,
હું નિદ્રાતજી બેસુ દીલ હોતા ઉદાસ. નહિ.
ચંદ્ર ને ચકોર સંગ દીપક ને પતંગ;
મયુર ને મેહ સંગ પ્રીતીતણો એ રંગ. નહિ.
હવે જો પીયુ તમે ફરવા જાસો દૂર;
ન રહેવાય મુજથી જાણો નૃપ ઉર. નહિ.

કરણવેલો કહેછે— ૭

સીંહાનો કનરો.

મુજથી નથી રે જુદાઇ એ નારી, શસીવદની હું પામું અહીં સુખકારી;
મુજથી. ટેક.

વદન મનોહર તારૂં લલીતા, શોભીત અંગ ઝંગન મેરી પ્યારી.
શશીવદની.
ભ્રકુટી અતી કામવીજાલ તુજને, દેખું તો સુધ નવ રહે પ્યારી;
શશીવદની.
તુજ વીના પ્રીયા કોઇ ના ચાહુ, તુજવીણ મુજ ક્ષણ કલ્પ સમ
જાયરી. શશીવદની.

કરણઘેલો કહેછે— ૮

શિખરણીવૃત.

અર્ધી રાત્રીને તો સમય હલવે છેજ નિરને,
તુને હું પુંછુંછું અવર વખ્તે ધોવત ચીરને;
પરીએટા તું બોલ મુજ સનમે સધ્યતા કરી,
પખાળે છે રાત્રે નગર વસતી કોણજ વરી.

ધોબી કહેછે— ૯

ગજલ ઇંદ્રાસભાની.

સુણો રાજંન વળી, કહું તે સાચી વાત;
વસેછે વજીર ઘેર પદમણી સાક્ષાત;
ચીર તેના રજાટ મેકે ગણુ મધુર,
એવો તેનો પ્રવાસ ભમર થાય આતુર;
દહાડે પખાળીએ તો ઘડી ના રહેવાય,
ભરે ચટકા ભમરા તે કેમ સહેવાય.

કરણઘેલો કહે છે— ૧૦

રાગ બણજારો.

જાવો પ્રધાન પરદેશ, પકડી લાવો લવલેશ. ટેક
મહીકાંઠાના ઠાકરડા, ખંડણીને તો નથી ભરતા;
ઝાલી કરીને પ્રવેશ, પકડી લાવો લવલેશ. જાવો૦
કોઇતણા લેજો તે જામીન, ન આપે તેને કેદ તે દીન;
કોઇને કાઢો વીદેશ, પકડી લાવો લવલેશ. જાવો૦
દુષ્ટો ગયા છે ઘણા ફાટી, હવે વલે કરજો એમની માટી;
મારજો માર ઝાલી કેશ, પકડી લાવો લવલેશ. જાવો૦

લશ્કર ચાલુ— ૧૧

અલફ્સે તું યાદ કર અલાહકો હરદમ; એ રાહ.

ચાલોને સૌ ચાલો તમે, લડવાને આ વાર,
મારી ઝુડી દુશ્મનોને જઇ કરીએ સંહાર;
પકડી લાવો અહીંજ હવે, થાવોને હોંશીઆર,
ઝાલી ઝાલી લાવો વળી, શો કરો છો વીચાર.
ફતેહ કરીએ આપણી દુશ્મનોની છે હાર,
મારીને વસુલ કરી, કાઢો દેશ બહાર.

કરણઘેલો— ૧૨

લાવણી દક્ષિણી રાહની.

વસે વજીરને ઘેર પદ્મણીરે,
કહું વાત, સાંભળ આજ, જમવા પ્રભાત,

આવશે રાય; મનમાં હુલાસી ઘણી રે. વસે૦
દાસી જઇને કહે ઘરે પદ્મણીને રે;
વસે ત્યાં નાર, જાતે પાર, કહુ નીધાર,
તું લાગ્યો પ્યાર, મુને મોહમણી રે. વસે૦

દાસી— ૧૩

ગીતી વૃત્ત.

રાજાજી હું જાવુંછું, વળી પ્રધાનતણે તો ઘેર;
કહી આવું તેહને, આપે કહી તે સઘળી શુદ્ધ પેર.

પદ્મણી કહેછે— ૧૪

ગુરૂગોવિંદના મહિનાનો.

સુણજે દાસી કહું તને હકીકત મારી રે,
જઇ કહેજો રાજાને, કહું વીસ્તારી રે;
તમે જાણો છો મુજ ધર્મ વૃત હું પાળું રે,
મહીકાંઠે છે સ્વામીન, તમ કૃપાળુ રે.
આવો જમવાને રાજન, પીતાની રીતે રે,
જેમ બેનને ઘેર ભાઇ, એવી પ્રીતે રે;
જો હોય બીજો વીચાર અહીં ના બને રે,
દાસી કહું નીરધાર, સાચું તુજને રે.

પદ્મણી કહેછે— ૧૫

લલીતછંદ.

અરર રાયજી હવે શું કરૂં, અંતિ નિસીદ્ધ કૃત્ય તેં આચર્યું.

હું છું પતીવૃતા પાપ ના ગણ્યું, સુખ અખુટ તેં માહેરૂં હણ્યું;
કાઢયો ખંડ લેવા મારો પતી, તુજ વિશે થઇ છે દુષ્ટ મતિ.
જાણી મતિ આજ તાહરી વળી, થયો પ્રગટ તુજ વિશે કળી;
તેડવા મોકલું મુજ સ્વામીને, આ શું થયું છે મહારાજ તમને;

પદ્મણી કહેછે— ૧૬

કાગળ મોકલે છે. મેદી મુલકે એ રાહ.

અહો પ્રીયુ મારા સાંભળો પ્યારા બેઠા વીદેશ;
સુણો વિશેક, અરજ એક, કીધો પ્રવેશ.
મોલમાંય, આવ્યાતા રાય, કોપ કીધો ખરે;
પધારો નાથ, માણુસ સાથ, નીશ્ચે એ નળે.
કાગળ દેખી, તુરત પેખી, નહિ પીવું પાણી;
કહુછું શામ, નવ રહે હામ, લેજો દીલ જાણી.
રાય તે વાર, કીધો વીચાર, મુજને તે ધારી;
લેવું એ નારી, પરધાન મારી, કરૂં હું તેને પ્યારી.

કેશવ પ્રધાન— ૧૭

માલિની.

નથિ નથિ નથિ તારો, એક તે દેશ એવો;
નથિ નથિ નથિ રાયા, ગુર્જરી તેજ જેવો.
મુખ ઉપરજ મુછો, વીટતી એ નગીનો;
સુભ સુક્ષ્મ રૂપે છે, જાણુ લીયો દાગીનો.

કરણઘેલો— ૧૮

બનજારો.

પાદશાહદળમાં કોણ જાય, નથી જન્મ્યો કોય ક્ષત્રીમાય. ટેક.
ઘટયુ ક્ષત્રીસુર સર્વથી, કહું માની લેજો એ હકથી,
ક્ષત્રી હોય કાયર નવ થાય, નથી જન્મ્યો કોઇ ક્ષત્રીમાય. પાદ.
થયા ત્રણ દીવસેથી મુકયુ, નથી લેતા એતો કોઇ બીડું;
પ્રભુ કરજે હવે સહાય, નથી જન્મ્યો કોઇ ક્ષત્રીમાય. પાદ.
આવ્યો પાદશાહ ચડીને શેહેર, આપણુ લેશે લડીને;
અરે ઇશ્વર એ કેમ સહેવાય, નથી જન્મ્યો કોઇ ક્ષત્રીમાય. પાદ.
મારે દુષ્ટ પ્રજાને માર, પ્રજા કરેછે ઘણો પોકાર;
થયું શહેર ત્રાય ત્રાય, નથી જન્મ્યો કોઈ ક્ષત્રીમાય. પાદ.

બારોટ કેહેછે— ૧૯

સોરઠ.

શું બેઠા રાજાજી, હીમતને હારી રે. ટેક.
સુરસેન તમારો જમાત્ર, કરે તોળી ફાળી દળપાત્ર;
શું હારો છો સંગ્રામ, નાખે દુશ્મનને મારી રે. શું બેઠા.
આ આવે સુરસેન કેવી ચાલે, જેમ મલપતો માલે,
જે હાથ મળે તેને ન મુકે, કોઇ દહાળીરે. શું બેઠા.

સુરો કહેછે— ૨૦

ક્ષત્રીકલંક.

કેમ બેઠા છે સૌ ઉદાસ થઇ, આ શું થયું એક પળમાં રે;

તમો કહોને હો સભાજન આજ. આ શું.
સુણોને વાઘેલા કરણ ભુપ. આ શું.
કહાં ગયુ નુર રહ્યા છો ચુપ. આ શું.
થયા કેમ વદન વીલા આ વાર. આ શું.
મારૂં હું દુશ્મન નીશ્ચે નીરધાર. આ શું.
ચાંપુ દુશ્મનને તે પાતાળ. આ શું.
લાવો સીપાઇઓ મારો ભાળ. આ શું.

કરણઘેલો— ૨૧

ખુશરહો સનમજા એ રાહ.

પાકી ઉઠયુ હૃદય માયરૂ નથી સહેવાતું (૨)
શું કહો છો જમાત્ર નથી કહેવાતું. ટેક.
વળી આવ્યો પાદશાહ ચડી દુષ્ટ આ વારે;
પીડે છે પ્રજાને વળી માર ગણેરો મારે. પાકી.
બીડું મેલ્યુ એહ જે લે તે સંગ્રામે જાય;
બળવાન હોય તે લઇ મારે પાદશાહ. પાકી.

સુરો કહેછે— ૨૨

દેશી ખમાચ.

પીતા શી કરો છો વાત, મારી નાંખુ સાક્ષાત,
સહાય વીશ્વનાથ, અબતો પાદશાહ કોણ કરનાર. પીતા.
મુવા ક્ષત્રી નીરધાર, કેમ બોલો આ વાર;
ચાંપુ પાદશાહ પાતાળ, મારી નાંખુ એક ઘડી મોઝાર; હું રણધીર. પીતા.

હું છતાં નવ ધારો નવ દુઃખ કેમ કરો અસુખ;
નવ કરમાવો, મુખ લાવુ ગતીસુ એહનું એથી શું થનાર. પીતા.

રતનદે— ૨૩

ગીતી વૃત.

હે પ્રીય મમ પ્યારા, કહીં કૃત શું આજ આવું કીધું;
કોણે તમને ભ્રમાવી આ ભરી સભાની માંહી બીડું લીધું.
નથી એ સેહેલ લડવું દીલીપતિની સાથ,
શું જોઇ તમે મન મોહી રહ્યા ભીડી પાદશાહ સામે બાથ.

સુરો— ૨૪

હાડા.

નામ તો દીપાવ્યું રાઠોડ નરવરની નારી એ રાહ.

કંઇ લીધાં અને લેવડાવીઆં હે નારી,
પ્રીયા તું બોલ વીચારિ કોણ જીતી શકસે નારી;
આવું તે પાદશાહને મારી નાંખુ મદ ઉતારી. કંઈ.

રતનદે— ૨૫

બીહારી ગજલ.

સુણો સ્વામી મારા, કહું તે એકજ વાત;
આવી ચીપતી ચુડાતણી કરો ઉતપાત.
જાવું જુધે પ્રભાત પાદશાહદળમાં;
કેમ સહેસો એ ઘાય પ્યારા લશ્કરમાં.

સુરો કહેછે—                    ૨૬

રાગ ઉપરનો.

પ્યારી એ શું બોલે છે, ઘાય કેમ સહેશે;
કદી નવ મુકુ હામ, રૂધીર અંગ વેહેશે,
કરૂં સેન્યાને કતલ જીત કરી આવું;
ગુર્જર રાયતણી તે નીશાન ચઢાવું.
પ્યારી ચુડો કાઢી મેલ નવો તે ઘડાવું;
મારૂ ગજ એ દુષ્ટનો તુજને તે પહેરાવું.

રતનદે કહેછે—                    ૨૭

બનજારો.

સ્વામી તમે રણમાં સધારો, અહીં કોણ બેલી છે હમારો;
મેલી જાવ છો તમે ક્યાંહી, હું આવું સાથ ન રહું આંહી,
મે તો ગ્રહ્યો છે હાથ તમારો, અહીં કોણ બેલીછે હમારો. સ્વામી.
પીયુકા સમાગમ હે પ્યારા, હમકુ છોડ ન થાવ ન્યારા;
જાવ યુદ્ધે પેહેલી મુને મારો, અહીં કોણ બેલી છે હમારો. સ્વામી.

સુરો કહેછે—                    ૨૮

રાગ ઝીંઝોટી.

સુણ પ્રીયામોરી તું દે મુજને જાવા,                    ટેક.
ભરી સભામે લીયા હમને બીડા, પીતાકા રાજ બચાવા;
જાઉં નહી તો હસી થાય મારી, પ્રીયા લોક કહે વાહવા. સુણ.

રતનદે કહેછે— ૨૯

સોરઠ ગોડી.

સ્વામી વચને મારાં પળજો રે, ભરથાર વેલેરા વળજો. ટેક.
ધીર વીર શૂરવીર છો પુરા, શાણા શત્રુને છળજો રે. ભરથાર૦
પ્રીતમ છો પરાક્રમી પ્યારા, સુકિત સર્વે ફળજો રે. ભરથાર૦
દુષ્ટ મારે કનીષ્ટ સંહારે, જે, અંબે સહાય કરજો રે. ભરથાર૦

વધાવો— ૩૦

તોટકછંદ.

કબ જાવત હે તુમ મામુ કહીં
સચ બાત કહો હમ આવતહીં.

વધાવો કહેછે— ૩૧

ઠુમરી. નથી આચરતો.

વાદળ ચઢયું વાદળ ચઢયું, હો મામુ મોરા વાદળ ચઢયું રે;
જુવો આ પેલું સામે કેવું દેખાય, કાળુ થઇ ઘનઘોર અડયું રે. વાદ.

સુરો— ૩૨

તુમને મેરી લાસકી મટી.

એ શું બોલેછે ભાણા જો તું વીચાર કરી;
એ ન હોય વાદળું જો તું ફરી ફરી,
એછે દળ દીલ્લીપતિ પાદશાહ તણું.

લેવું ગુર્જરરાજ્ય માટે ચઢયું ઘણું.
જીતવો છે પાદશાહ અલ્લાઉદ્દીન સહી,
જવું છે યુદ્ધ કરવા ભાણુ આપણે તહી;
ખડગ કાઢુ શત્રુ સંહાર પાડુ ભંગાણુ,
દુશ્મને મારી હરાવી વાળુ કરણઘાંણુ.

સુરો— ૩૩

ક્ષત્રીકલંક.

સુણો દીલ્લી તખ્ત ધરનાર એમાં એક નહીં તમને રે.
હવે સામો લડવા છું તૈયાર. એમાં૦
નથી જોતો હું માઇ કેરો તન; એમાં૦
મારી હમણાં કરૂ તે વિઘન. એમાં૦
હજુ અભિમન્યુ ને ભીમસેન; એમાં૦
હજુ અરજુન કૃશ્ન ને વેન. એમાં૦
નથી ગયું સુરક્ષત્રી વપુમાંય; એમાં૦
જીતવા આવ્યોછે ગુર્જરાય. એમાં૦
હજુ નથી જોયા મારા હાથ; એમાં૦
કરૂ હમણાં તારી તે ઘાત. એમાં૦
યુદ્ધ કરવું હોય તો સામો થા; એમાં૦
જીવવું હોય તો પાછો દીલ્લી તું જા.

પાદશાહ— ૩૪

વિનવુ વિનવુ જન હીતકારી. એ રાહ.
મારૂ મારને એ હિંદુ છે વિકારી;

કહું હું આ વાર હોંશારી પોકારી. ટેક.
છે શૂરવીર ધીર નવ ચૂકીશ;
જાણશે એહ તો સૈન્ય નાખે મારી. માર.
જો ચુકીશ એને મૂકીશ આ વાર;
જાય જીવતો પછી જીતવો ભારી. માર.

સુરે— ૩૫

એતો છે જાયા જેવાં રે.

મને તેં છેતર્યો રે, તેં છેતર્યો, છાનો ઘા કર્યો, ગુનેગાર ઠર્યો. મને. ટેક.
લહુ લટકે, મારૂ ઝટકે, પાદશાહ જોજે મારા હાથ, કહુ એક વાત.
મને તેં.
સુણને પાપી, ભૂલ્યો હું તથાપિ, સૈન્ય સંહારૂ;
વીના શીશ જે, જોજે લહુ તે, દુષ્ટ તુજને મારૂ. મને તેં.

વધાવો— ૩૬

રાગ.

આતે હામ કેવી મામુ તુમારી, પરાક્રમી રાઠોડ શૂરવીર;
એતો કેવા યુદ્ધ કરે રણધીર, અંગે વેહેછે રે ઝાઝુ રૂધીર.
નથિ નથિ નથિ ધડ ઉપર શીર. આતે.
રોમ રોમ અતિ વ્યાપી નિજ બુધ્ધ, ચઢી ભ્રકુટી કપોળ નથી સુધ;
પાદશા સામુ તમે કરો યુદ્ધ. આતે.

રતનદે કહેછે— ૩૭

આર્યા અથવા ગાથાવૃત.

સુણ ભાણા મુજ પ્યારા, શું થઇ તહીં સઘળી પેર;
મામુ તોરા ત્યાં શું કરે, તું એકલો કેમ આવ્યો ઘેર.

રતનદે— ૩૮

મેંદીમુલકે.

અહો પીયુ મારા, થયા છો ન્યારા, યુધ્ધમાં તે જઇ. ટેક.
વિધવા વેશ, કીધી નરેશ, આ વયમાં સહી. અહો.
યુદ્ધ કરીને, પાછો ફરીને, આવીશ અહીયાં;
મારૂં તે કહ્યું, જરા ન સહ્યું, કેમ જીવું પીયા. અહો.
તમારા વિના, મારી શી બીના, પીયુ કેમ કરૂં;
હારને તોડું, શીશાને ફોડું, ઝુરી ઝુરી મરૂં. અહો.
થયો સંતાપ, કાળજે કાપ, જગ વેરાન થયું,
નથી રે સાર, જીવવા પ્યાર, મારૂં રત્નજ ગયું. અહો.

વધાવાની સ્ત્રી કહેછે— ૩૯

કાલીંગડો.

પીયા તોરા જીના ધીક ધીક હે;
મે જાનતી બડી ઉસે ઠીક હે. પીયા.
જીસકી સંગ રાત દીનોકુ;
બેઠ રહ્યા સો અલીગ હે. પીયા.
ક્ષત્રી હોકે ન લીએ ધા અંગકુ;

આયા મસાની તુને ધીક હે. પીયા.
આજ કાયર થઇ છોડા રણકું;
નહી ક્ષત્રી પુત્ર કપુત હે. પીયા.

વધાવો— ૪૦

ગિતીવૃત.

જો મૃગ જળે અગસ્ત ખુડે, વળી પશ્ચિમ ઉગે સુર;
તોય વધાવો અહીંથી ડગલું, ન ભરે તારી વાણી સુણી ક્રૂર.

વધાવાની સ્ત્રી— ૪૧

સીવધનુતું કઠન કઠોરરે માઇ.

કહો તો તુમારી સાથે આવું,
સમશેર લેઇ એ દુષ્ટને હરાવું. ટેક.
દુષ્ટે કર્યું વિઘન અતિ દુઃખદાયક,
કરી કળ બળ એનું શીશ તો ઉડાવું. કહોતો.

રતનદે કહેછે— ૪૨

ફંગનવામેરા કરસે૦ એ રાહ.

સુણને સમજુ વધાવા મારી વાતડી રે. ટેક.
મામો તારા બળીયા રે, નહી જાય કળીયા રે;
હતા પરાક્રમે એ સુરા, હતા બળવાન પુરા,
તેહ તણી તું કરે છે, જોઈ ઘાતડી રે. સુણને૦
જવું પતિ પાસે રે, તું ચાલ મારી સાથે રે;
પ્રાણપતિને કોણ લાવે, તુજવીના સાથ કો આવે,
મેં એકલી ના જવાય, અબળા જાતડી રે. સુણને૦

પાદશાહ કહેછે— ૪૩

દોહી.

સુણ પ્રીય સરદાર કર તૈયારી,
બેશી રહ્યો કેમ આણ હોશીઆરી.
પકડી લાવ્ય તું વળી, સુરાતણી નારી. સુણ૦

સરદાર—કહ્યું આપ તે આજ્ઞા શીશ ચઢાવું,
ઉઠો સીપાઇ ઘડી એક ખોટી ન થાવું;
રાંખો તમે ધીર તણું મે પકડી લાવું. સુણ.

રતનદે— ૪૪

રાગ મરશીયો.

હોય વોયરે બોલે બપૈયાયો વનમે;
બોલે બપૈયાયો વનમે,
પ્યારા સ્વામ તુમ પડે જાદે રનમે રે. હોય વોયરે. ૧
પ્યારા તમવીના કેમ રહેવાસે;
સ્વામી હવે મારી વલે તે શી થાશે;
પીટયો પાદશાહ તે પકડી જાશે રે. હોય વોયરે. ૨
સ્વામી અપરાધ તમારો શો કર્યો,
પ્યારા હાથ તમારો મેં પ્રીતે ગ્રહ્યો;
હવે શું કરૂં દુઃખસાગર ભર્યો રે. હોય વોયરે. ૩
છું અર્ધાંગના સ્વામી વાંરે આવો,
હોય સ્વર્ગે તો તૈયાર વેલા થાવો;
હે પ્રભુ અબળાનો હાથ સહાવો રે. હોય વોયરે. ૪

સ્વામી મુકી ગયા બાળેવેશ,
દે છે મુગલ દુઃખ ઘણુ દ્રાવેશ;
પ્યારા તમ વિણુ હું કેમ જીવેશરે. હાય વોયરે. ૫

રતનદે— ૪૫

(જફાવો સીતમકુ).

સ્વામી કહોતે। મારૂ એને। રે ગજ,
રોળી નાખુ રણે જેમ ઉડે રજ;
પ્યારા પડયા રણમે તમે ખરે,
હમને મેલી ગયા કોની પરે;
તમ વીના કેમ જીવું હો પીયા,
તમ દર્શ વિના ન રહું પીયા;
મારૂ કહ્યું પ્યારા માન્યું નહીં,
કહેતી હતી તે થયું પ્યારા સહી;
પ્યારા તમ સાથે મરૂં હું પણ સહી,
વિના રે સબબ પ્યારા હું જીવું નહી.

કમળાદેવી કહે છે— ૪૬

(સહીયર દુઃખ શું દાખવુ).

પ્રભુ વલે શી મારી થાય, દુષ્ટ તે ઝાલી જશે. ટેક.
પાપી મુગલને। અવતાર, મુને વટાળશે. પ્રભુ.
ધીક ધીક રે મારૂં જીવવું, પાપી પ્રાણ નવ જાય,
મૃત્યુ આવે જો આ ઘડી, પ્રભુ કરજો સહાય. પ્રભુ.
પીયુજી તમે નાસી ગયા, મારા ચતુરસુજાણ,
હવે રે હું અહીં ટળવળું, છાંડુ મારા પ્રાણ. પ્રભુ.

દાસી કહેછે— ૪૭

કુમાર લલિતા છંદ.

અરે બાઇ તમોને, કહું રાઢ મુકોને;
જવાનું હતું તું જે, થઇ ગયું બાઇ તે;
મુકી સબ સોચના, હવે શિવ રટના.

કમળા કહેછે— ૪૮

રાગ ભેરવ.

પ્રભુ વિપત શી મુજ માથે પડી. ટેક.
ગયા નાસી નાથ તમે વળી, પામી મૃત્યુ પ્યારી પુત્રી ગારી. પ્રભુ.
સત્યના બેલી છો તમે. કૃપાનાથ, મેળવો સ્વામ દુઃખ દુર કરી. પ્રભુ.
હું રે ક્ષત્રીની પુત્રી કહાવું, ગારી લાજ રાખો ઈશ્વરી. પ્રભુ.
મુગલ મુને પકડી જાય છે, છોડાવો આદીઅનાદી છોકરી. પ્રભુ.

પાત્રજન. ૪૯

(મધુબન સામ) એ રાહ.

સુણો આર્ય સભાજન સલામ છે ગારી રે.
સલામ છે મારી રે, સર્વને સુખકારી રે. સુણો. ટેક.
પાકો પુત્ર સુરા રાઠોડ જેવા,
જુવો વાપર્યું અઘાત બળ ભારી રે. સુણો.
વીના શીશ જુવો કેવું એને યુદ્ધ કર્યું,
ધન્ય ધન્ય ધન્ય એની તે હોશીઆરી રે. સુણો.
અન્ય ખેલમાં ગૃહસ્થો પ્રીતે પધારો;
ભુલ ચૂક કરો માફ મિત્રો તપાશી રે. સુણો,

સમાપ્ત.

## જાહેર ખબર.

આ નાટકના ગાયનો નીચેના ઠેકાણેથી મળશે. રોકડી કીંમત (ટીકીટો મોકલવાથી) અગર વેલ્યુપેબલથી પણ મળશે. જથાબંધ મંગાવનારને ઘણું સારૂં કમીશન આપવામાં આવશે, તે પત્રદ્વારે ખબર આપીશું. નાટપેટ કાગળ લીધામાં આવશે નહીં.

**ભીમપુરામાં**—કર્તા પાસેથી. પોષ્ટ આમોદ.

**આમોદમાં**—ચુનીલાલ નાનાભાઇને ત્યાંથી આમોદ લીમડી ફળીઉં. કર્તા.

**કવીઠા**—દેશાઇભાઇ હીરાભાઈ પાસેથી તાલુકે. ભરૂચ.

**ખંભાતમાં**—અંબાલાલ છગનલાલ દોશીવાણીઆ ખંભાત ખારીઆવાડામાંથી.

**રાહુવાસણા**—માણેકલાલ જમનાદાસ રાહવાસણા. પોષ્ટ બોરસદ.

**નારાયણસરોવર કચ્છ**—જોશી દેવજી વિ. મુળજીભાઇ પટાકીઆણી સ્કુલમાસ્તર.

## વીનંતી પત્ર.

સોખીલા સજ્જનોને વીનંતી કરવામાં આવેછે કે આ નાટકના ગાયનોના ગ્રાહક થએથી રતિસ્વયંવર નાટક મોટું આ શહેર ગાયન બહાર પાડવામાં આવશે. માટે અગાઉ ગ્રાહક થઇ ઉત્તેજન આપશો એમ આશા રાખુંછું. રતીસ્વયંવરની કીમત મોટાની રૂ૧-૦-૦ ને શહેર ગાયનની કીમત. રૂ ૦-૨-૦.

લી. શેવક.

દશપ્રતે એક માફ તથા પોસ્ટેજ પણ માફ છે.

**પા. ત્રીભોવન વિ. ત્રીકમભાઈભીમપુરા. કર્ત્તા.**

**શા. ચુનીલાલ નાનાભાઈ આમોદ ,,**